શી રીતે નહીં કહીએ સારી;
ચતુર સેજે ચીતમાં વિચારી. બહેનો૦ ૮
ભણો તમે આળસ પંથ છોડી,
થશે તેથી લાભ નહીં થોડી;
કહે દલપત બેહુ કરજોડી. બહેનો૦ ૯



## ગોરચો વિષે ગરબી. ૩

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરીનેરે, એ રાગ.

અમદાવાદ નામે આજ, શેહેર છે સારૂંરે;
રાજા કંપની કેરૂં રાજ, પ્રજાને પ્યારૂંરે. ૧
ચૌટા વચ્ચે માણેક ચોક, શોભા સારીરે;
વસે લક્ષાપતી બહુ લોક, વડા વેહેપારીરે. ૨
નદી સાબરમતી વહે નીર, શેહેર સમી પેરે;
દેવતાઓના તેને તીર, દેવળ દીપેરે. ૩
એવી જુગતીયો જોતા આનંદ, મન લાગે મીઠુંરે;
પણ અચરત મોટું એક, દ્રષ્ટીએ દીઠુંરે. ૪
તીથી તેરસ પેહેલે પક્ષ, અસાડી આવેરે;
ત્યારે ગોરચ પૂજાનો લક્ષ, છોકરીયો લાવેરે. ૫
પાંચ દીન લગી એક અંન, મોળું જમેછે રે;
મોહોટા હરખ ધરીને મન, રોજ રમેછે રે. ૬
પુજે વાવી જવેરા બેશ, ગોર શીખાવેરે;
જાપ રીતે મળી બહુ પેર, નદીએ નાહાવારે. ૭

આજ્યો અન્ય કરે ઉત્પાત, નઠારૂં ખરૂંછે રે;
કાઈ ગોરખ પુત્રની વાત, ખરી ઉઠીછે રે. ૮
જેવી હોય હોળીની ઘેર, એવી આવીછેરે;
આવે ભડવાની ખુશીયો ઘેર, ફુલ ત્યાં દીસેરે. ૯
તેના માત પીતા ને ભ્રાત, ખુશ હુયે પાજીરે;
જ્યારે સાંભળતા હુસી વાત, થતાં હુયે રાજીરે. ૧૦
કોઈ સાહેબ એવી વાત, દેખે એ રીતેરે;
તેના માત પીતાની જાત્ય, પુછેછે પ્રીતેરે. ૧૧
ત્યારે કેવી વધે છે લાજ, ભલે સાખાથીરે;
એવા નીરલજ લોકો આજ, પીંઢેરના વારીરે. ૧૨
કરૂં વીનતી સમાચાર પત્ર, શ્રવણ ધરજેરે;
તેનાં નામ લખી સરવત્ર, જાહેર કરજેરે. ૧૩
વળી નીંદ્યાના લખજે શ્લોક, દેખાડજે નિતિરે;
તેથી લાજ પામે એ લોક, તજે તે રીતિરે. ૧૪
હવે કહું છું જોડીને હાથ, વીવેકીને ભણવારે;
એવી નિર્લજ છોકરીયો સાથ, ન જવું રમવારે. ૧૫
જેને ગોરખ પુત્રનું નામ, કામ એ કરવુંરે;
મોટું પાપ કરે એ કામ, છાનમાં ડરવુંરે. ૧૬
ખરા મોમે હરખ મન માંહી, વરત છીન જેઈરે;
પણ કુચ્યા રોવાનું કાંઈ, ન કરવું તેઈરે. ૧૭
છોટાપણામાં પડે જે ટેવ, ટળે નહી ટાળીરે;
માટે નિતિ શીખો તતખેવ, ભાઈ સંભાળીરે. ૧૮

કદી મુકીએ નહી કોઈ કામ, ચાકેદી જુઠીરે;
લેઈએ પરમેશ્વરનું નામ, પ્રભાતે ઉઠીરે. ૧૯
પછી માત પીતાની શીખ, કરે કાનેરે;
તેથી દલપતરામનો દેવ, દીલમાં લેનેરે. ૨૦



## સુંદરબાઈને સાસરે જતાં શિખામણની ગરબી. ૪

"અમચકો મચકો કારેલી" એ રાગની.

સુંદરબાઈ આવ્યાં સાસરિયે;
મા બાપ શીખામણ આપે બહેન, લાજ વધારજો લાડેણી.
નીચા કુળની નીરલજ નારી;
ભરથારનું વેણ ઉથાપે બહેન. લાજ૦ ૧
સાસુજી કહે તે સાંભળજો;
કોઈથી વઢવાડ ન કરશો બહેન. લાજ૦ ૨
સાંખી રેહેજો બોલ્યું સહુનું;
અભીમાન અંતર ન ધરશો બહેન. લાજ૦ ૩
ઘરમાં બેઠાં ધંધા કરીએ;
પર ઘેર ભાણું નવ જઈએ બહેન. લાજ૦ ૪
તમે લાડ્યાં લાડ્યાં બહુ છો ભલાં;
તમને આજનું શું કહીએ બહેન. લાજ૦ ૫
ભલાં ભોળાં તો નવ રહીએ;
અટકો બટકો નવ કરીએ બહેન. લાજ૦ ૬
કોઈ વાત કરે વાસી કોઠે;

એવું ન કદી આચરીએ બ્હેન. બાન૦ ૭
જે સપુત છે સારી છોકરી;
ગા બાપની લાજ વધારે બ્હેન. બાન૦ ૮
મશ્ખિ લોક તણું સારું કરશે;
સ્વાભતિને એમ સુધારો બ્હેન. બાન૦ ૯
જે સંપ સગાથી તોડે છે;
તે કોઈ વખત હાથ ઘસે છે બ્હેન. બાન૦ ૧૦
જે સઉનું સારૂં ઈચ્છે છે;
તેના દલમાં દેવ વસે છે બ્હેન. બાન૦ ૧૧



## સજનીને શિખામણની ગરબી. ૫

"કેહ્ ન કરીએજીરે" એ રાગની.

સાભળ બ્હેન શિખામણ સારી, તે છે સાતર તારીજીરે.
સુખ સંપતિ સત કીર્ત્તિ રીવિશ, માનીશ વાત અમારી.
સુણજો સજનીજીરે. ૧
સજ સઘળાથી પેહેલાં જાગો, પ્રીત સહીત પ્રભાતેજીરે;
આળસને તઃ મેલો અળગી, વળગી ન રહો વાતે. સુ૦ ૨
પ્રારથના પરમેશ્વરની કરી, ઘર ધંધામાં ધરીએજીરે;
જ્યાં સુણી ચે ઉપદેશ ઉલટો, ત્યાં નહીં વાસો વશિયે. સુ૦ ૩
જે નારી વઢકારી નઠારી, લડશે લાજ વિસારીજીરે;
તો તેનાથી તુરતજ પાછાં, હઠિએ હિમત હારી. સુ૦ ૪
લટક મટકના સંગળ ચાલે, ચોટામાં નહીં ચાલોજીરે;

સદ આભરણ વિના સુવરણનો, કાઢ ન કહિયે કાસો. સુ૦ ૫
પાણી પેહેલી પાળબાંધિયે, ભણિયે ગણિયે ભાવેજીરે;
ખુબ કરજની ખાણ ન ખણિયે, જે થકી નિંદ્રા નાવે. સુ૦ ૬
આવકનો અડસટો જોઇને, જાવક કરીએ જાણીજીરે;
આવકથી અદકુ ખરચે, ઘર ખોવાની નીશાની. સુ૦ ૭
દિલમાં થઇ મગરૂર ન ડોલે, ફાલ ન ફાલે ખળમાંજીરે;
માન ઘટે અભીમાન ધરવાથી, ઘટે પ્રતિષ્ટા પળમાં. સુ૦ ૮
નમ્રપણામાં અમ્રત સરખો, સ્વાદ વસે છે સારોજીરે;
મગરૂરીમાં રસ નથી મીઠો, ખાટો તીખો ખારો. સુ૦ ૯
હરખ હમેશ હૈયામાં ધરિયે, કદીએ કલેશ ન કરીએજીરે;
માણસનું જીવતર છે થોડું, જડે ન નાણે જરીએ. સુ૦ ૧૦
સુધરેલી સુંદરીઓ સાથે, નામ ગણાય જેનુંજીરે;
દલપતરામ કહે દુનિયામાં, ધનધન જીવતર તેનું. સુ૦ ૧૧



## ઘેલી મુસાફરની ગરબી. ૬

"સાગી સાંજના ચોર છપાયારે લઇ ખાંમણિયા" એ રાગની.

એક હતી મુસાફર ઘેલીરે, સુણો સાહેલિયો;
તેની આગળ એક તપેલીરે, સુણો સાહેલિયો. ૧
ગઇ રાતની રાખી એઠીરે, સુણો સાહેલિયો;
ઉઠી પરભાતે માંજવા બેઠીરે, સુણો સાહેલિયો. ૨
ઘણી રીતે ઘસી ઘસી થાકીરે, સુણો સાહેલિયો;
બહુ ડાઘા રહ્યા તોય બાકીરે, સુણો સાહેલિયો. ૩

ફુગ્ગી ગીસ તપેલી ઉપાડીરે, સુણો સાહેલિયો;
સામી ભાતની સાથે પછાડીરે, સુણો સાહેલિયો. ૪
લેઇ પથરા તપેલાને કુટીરે, સુણો સાહેલિયો;
પડ્યાં ફાંકાં તપેલીનો ફુટીરે, સુણો સાહેલિયો. ૫
થયા બપોર ભુખતો લાગીરે, સુણો સાહેલિયો;
પછી વાસણ માગવા લાગીરે, સુણો સાહેલિયો. ૬
એને વાસણ આપે ન કોઇરે, સુણો સાહેલિયો;
પછી રાગ તાણી ઘણી રોઇરે, સુણો સાહેલિયો. ૭
તોય થઇ ન તપેલીનો સાજીરે, સુણો સાહેલિયો;
હસે લોક ને તે મરે લાજીરે, સુણો સાહેલિયો. ૮
જેથી સ્વારથ આપણો જરિયેરે, સુણો સાહેલિયો;
તેના ઉપર ક્રોધ ન કરીએરે, સુણો સાહેલિયો. ૯
લાત દુજતી ગાયની ખમીએરે, સુણો સાહેલિયો;
તેને તજીએતો દુખમાં ભમીએરે, સુણો સાહેલિયો. ૧૦
કોઇની સાથે ટુંકારે લડિયેરે, સુણો સાહેલિયો;
એમાં આપણે હલકાં પડીએરે, સુણો સાહેલિયો. ૧૧
સાખી આવે તે માણસ મોટુંરે, સુણો સાહેલિયો;
હવે સાચું માનો નથી ખોટુંરે, સુણો સાહેલિયો. ૧૨



## કુલણજીની ગરબી. ૭

"વાલા તમારી જોઇને રસીકું વાટરે વાલાજી"

કુલણજી તમે કુલાવ્યા કેમ કુલ્યારે કુલણજી,

આ ઉપજ ખામનો અડસઠો કેમ ભુલ્યા મારા ભુલણજી. ૧
કરજ કરીને વરા ભલા તમે કીધારે ફુલણજી;
આ ગરથ પરાયા ખરચીને જસ લીધા મારા ફુલણજી. ૨
ઘર વેચીને ઘી સાકરતો લીધાં મારા ફુલણજી;
આ જમણ સરસ સામોવડીયાથી કીધાં મારા ફુલણજી. ૩
પીતાંબર પેહેરી પંગતમા ફરીયારે ફુલણજી;
આ મનમાં ફુલ્યા ફરી મુછે કર ધરિયા મારા ફુલણજી. ૪
વળતો દીવશ થયો કે માગે નાણાંરે ફુલણજી;
આ નાણાંનાં કાંઈ ન મળે ઠેકાણાં મારા ફુલણજી. ૫
ફુલણજી ઉપર અરજી થઈ ત્યાંહાંથીરે ફુલણજી;
આ જપત થઈ મીલકત કાહાડી ઘરમાંથી મારા ફુલણજી. ૬
આ ફુલણજી તમને તેણે ફુલાવ્યારે ફુલણજી;
આ તેતો કાંઈ મદદ કરવા ન આવ્યા મારા ફુલણજી. ૭
ફુલણજીતો કુવો શોધવા મંડ્યારે ફુલણજી;
આ ગરથ વિના તે અફીણ ન કોઈએ આલ્યા મારા ફુલણજી. ૮
જમતી વખત વખાણ ભલાં તે કરતારે ફુલણજી;
આ એ સઉ હાસ્ય કરે નીઠા આચરતાં મારા ફુલણજી. ૯
આ અવસરતો અધીક વખાણ ચડાવ્યારે ફુલણજી;
પણ આ અવસરતો બેવકુફ બનાવ્યા મારા ફુલણજી. ૧૦
પેહેરયા પટકુળ ને બાંધ્યા ઓઢરવારે ફુલણજી;
આ ઘર બાળીને આવ્યા તીરથ કરવા મારા ફુલણજી. ૧૧
ફુલણજીની રાંડ રૂવે મોઢા વાળીરે ફુલણજી;

આ ફુલણજી શિખાવ્યા કેડો ટાળી મારા ફુલણજી. ૧૨
ભોળાને નરસી શિખામણ દેશેરે ફુલણજી;
તે નીશાસાનું પાપ ઘણું શીર લેશે મારા ફુલણજી. ૧૩
દીલમાં દલપતની શિખામણ ધરજોરે ફુલણજી;
તો કરજ કરીને નાત વરો નવ કરજો મારા ફુલણજી. ૧૪



શિ. ગેરો ગરબી. ૮

શિયળતણો મહીમા બહુ મોટો, ખોટો નથી ખરો છેજીરે;
વેદ પુરાણ કુરાન કીતાબે, અધિક અધિક ઉચર્યો છે સું-
ણજો સજનોજીરે. ૧
શિયળ વિના સદગુણ સઘળાથી, જરી નહી શોભાવેજીરે;
પાઘડી પેહેરી પામરી ઓઢી, ન શોભે નાગો આવે. સું૦ ૨
હાંડા જમરૂખ તકતા માંડી, શોભાવ્યું ઘર સારૂંજીરે;
દીવા વીના અંધારા ઘરમાં, સૌ દેખે અંધારૂં. સું૦ ૩
સરવે અંગે સાજુ તાજુ, નાવ નવીન બનાવ્યુંજીરે;
પણ તેમાં એક છીદ્ર પડયું તો, તરી ન તેડે આવ્યું. સું૦ ૪
પરમેશ્વરનું બાહાનું પકડે, શિયળ ન પાળે સાચુંજીરે;
ઢવાથ પીએ ને ઠરી ન પાળે, તો જીવ્યાનું કાચું. સું૦ ૫
પુન્ય દાન કે પ્રાર્થનાથી જારી પાપ નહી જાયેજીરે;
લાંચ શીપારશ લેશ ન ચાલે, પરમેશ્વની પાસે. સું૦ ૬
જો બાળપણથી ડાહાપણમાં, આપણ ખોટું ભળશેજીરે;
બુઢાપણ આપણને આવે, તોપણ તે નહી ટળશે. સું૦ ૭

શીયળ થકી સંપુરણ થાશે, પરમેશ્વરની પ્રીતીજીરે;
દલપતરામ કહે દુનિયામાં, સુખદાયક શુભ નીતી. સું૦ ૮



## સ્ત્રીને ભણવા વિશે ગરબી. ૯

તમે ભણો ભલી ભાત બાઈ હિંદુવાણી.
રહો સુખી દીન રાત બાઈ હિંદુવાણી.
તેથી દુષ્ટ બુધ્ધી જાય બાઈ હિંદુવાણી.
સ્થીર સાચી બુધ્ધી થાય બાઈ હિંદુવાણી.
રાખો સંપ સભા માંહ્ય બાઈ હિંદુવાણી.
નહી કળેશ કરો કાંઇ બાઈ હિંદુવાણી.
સુખ સંપમાં સદાય બાઈ હિંદુવાણી.
ગુણવંત એમ ગાય બાઈ હિંદુવાણી.
શીખો સારાં કામ કાજ બાઈ હિંદુવાણી.
વધે લોક માંહી લાજ બાઈ હિંદુવાણી.
તજી પીયરમાં પ્રીતી બાઈ હિંદુવાણી.
રહો સાસરે શુ રીતી બાઈ હિંદુવાણી.
કોઈ કરે સારો બોધ બાઈ હિંદુવાણી.
સુણી કીજીએ ન ક્રોધ બાઈ હિંદુવાણી.
જાણે અકળ અભેવ બાઈ હિંદુવાણી.
દલપત કેરા દેવ બાઈ હિંદુવાણી.

---

## સાત વારનાં વખાણ. ૧૦

ભજીએ ભાવે ભગવાનને,
તજીએ તુચ્છ સંશાય;
સજીએ સામગ્રી સ્વર્ગની,
કુંજીએ આપણું છે હાથ. ભજીએ ભાવે ભગવાનને. ૧
આદિત ઉગ્યો આકાશમાં,
કોઇ જન કેહેશે આરૂ તારૂ;
જુદો જરૂર ન જાણીએ,
મતલબ સુરજ સારૂ. ભજીએ ભાવે ભગવાનને. ૨
સોમ સરીખા શીતળ બને,
સોમ ખમતા જે હોય;
સમજણ પામે જો શાસ્ત્રની,
ક્રોધ ન પામે દીન કોઇ. ભજીએ ભાવે ભગવાનને. ૩
મંગળ ચાહે સઉ મનુષ્યનું,
આપણું મંગળ થાય;
નરસે નરશું ફળ પામીએ,
એવું સમજીએ સદાય. ભજીએ ભાવે ભગવાનને. ૪
બુધજન બુદ્ધી અતી શુધથી,
કરી શુભ રીતી વિચાર;
પ્રીતી રાખે પરીબ્રહ્મમાં,
જે છે જગનો કરતાર. ભજીએ ભાવે ભગવાનને. ૫
ગરૂજન ... ગુણ આપતાં,

જારીએ કરીએ નહીં શોક;
ધરીએ વિદ્યા નિત નિત નવી,
ફરીએ હરીએ નહીં હોક. ભજીએ ભાવે ભગવાનને. ૬
શું કરવા લડીએ લોકથી,
ચડીએ પાધરી વાટ;
ચડીએ દીવશે ન એળાએ,
પડીએ વિદ્યાના પાટ. ભજીએ ભાવે ભગવાનને. ૭
શનિશ્ચર પેએ હરી સ્મરણમાં,
તેવી રાખીએ ટેવ;
કઠણ સમે આવે કામમાં,
દલપતરામનો દેવ ભજીએ ભાવે ભગવાનને. ૮



## ભુંડી ભારજા વિશે ગરબી. ૧૧

ભાઈ પો તેની ભારજા ભુંડી રે, તેને પીડ અંતર ઊંડી. એ રાગ.
લાજ તજીને લડાઈ કરે નિત, ભાળવા લોક ભરાય;
સારા મનુષના ઘરનું વગોણું, જોણું જગતને થાય. ભા૦ ૧
જેમ બીલાડી ઊંદરને જુવે, એમ નાથ સામા કરીને નેણ;
પગ પછી પ્રગટે માથા લગી, એવાં વાંકા કાઢે વેણ. ભા૦ ૨
ચાર ઘડી પેઠ ચડે ટળે ત્યારે, સુખ બંનેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે, શીર લોહી સુકાય. ભા૦ ૩
પોહોર ચડે દિન પોહોડીને ઉઠે, ચોંપે લડાઈના ચાલ;
જો લડનાર કોઈ ન જડે તો, પછાડે પોતાનાં બાળ. ભા૦ ૪
સ્નેહ કરી કદી સ્વામી સંગાથે, બેસી ન ભાખે વાત;

ધુમાડાની પેઠે ધુંધવાતી રહે, રોસ ભરી દીન રાત. ભા૦ ૫
પેઉ થકીતો ઘણીજ પોતામાં, સમજાણ જાણે સદાય;
દેવે થાકે તો મનુષના મુખની, શિખામણે શું થાય. ભા૦ ૬
પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોહોડાના, તેજ ટુંકારા ખાય. ભા૦ ૭
જેને બીતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડાહાપણનો ધનવંત કહે કોઈ, ગરવ ન કરશો લગાર. ભા૦ ૮



## દુષ્ટ નર વિશે ગરબી. ૧૨

કહું નર દુષ્ટની કાણી રે, સુણો સઉ સ્નેહજ આણી. એ રાગ.
મોડું વેહેલું કામ સુધરે કે બગડે, એ માણસ માત્રની રીત;
પોને કરયું તેતો પાધરૂં જાણે, નારીને મારે નીત. કહુ૦ ૧
સાસુ નણંદ દેરાણી જેઠાણીના, સાચા જુઠા સુણી બોલ;
વાક વિન વનીતાને તજેતો, તે નરખરને તોલ. કહુ૦ ૨
કાગડે પેરૂં ધુડ ફરે જેમ, ગોરી સદા ધબસાય;
ઘરનાં કરે સઉ દ્વેષ ઘણેરો, તેથી જુદા નહી થાય. કહુ૦ ૩
સાસરીઆની સાથે લઢી કાઢે, રાંડ ઉપર તે રીસ;
સારા માણસની શીક્ષા ન માને,જેને રૂઠ્યા જગદીશ. કહુ૦ ૪
માનનીનું અપમાન કરે નીત, આપ નઠારી ગાળ;
તુચ્છ વણે તીરસ્કાર કરેતો, તે નરનું મોહો બાળ. કહુ૦ ૫
સમજુનો ઠેગ તુરત ટળે કોઈ, ઘરકું આણી કહે ઘેર;
ઊંડું કહે કે આકું જાવે તેનો, પાર આવે શી પેર. કહુ૦ ૬

પોતે તો ખાય પીએ ઘણું સારૂં, ને વસ્ત્ર ધરે શુભ રીત;
નારીને આપે નિત્યે નઠારૂં, કહો કેમ પ્રગટે પ્રીત. કહુ૦ ૭
સ્વામી સાંભળતે વાંક વિના આની, કામનીને લડે કોપ;
સારી રીતે સમાધાન કરે નહીં, ઢીંગડા જેવો હોય. કહુ૦ ૮
પીયરીયાં પટકુળ ન પૂરે તો, સ્વામી કરે સંતાપ;
કહે ધનવંત એ કંથ સ્વરૂપે, પેલા જનમનું પાપ. કહુ૦ ૯



## દેશીયોને ઊદ્યમ કરવાની ગરબી. ૧૩

કોઈ કાન કરો, રાજ નવલ આવ્યું છે કુંનર નરેશનું. એ રાગ.

પૃથ્વી ગઈ પરદેશી હાથે,
એ મોટી ભુલ તમો માથે;
તમે સંપ ન રાખ્યો કોઈ સાથે,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૧
આ વખત જુઓ તમે વીચારી,
નીરધન થઈ બેઠાં નર નારી;
કાંઈ બુળ મળ્યા ધંધા ધારી,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૨
તમે દીવસે સુવું દુર ધરો,
દીલ ખોલી ખુબ વિચાર કરો;
હવે જાગ્રત થઈ કાંઈ જુગતી કરો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૩
તમે સગાં કુટુંબમાં સંપ કરો,

વળી દેવાદાર પતેજ કરો,
તમે નિત્ય ઘટાડો નાત વરો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૪
ધન મળતે તુરત ગરવ છાંડો,
તમે મોટાં કારજ નવ માંડો;
તમે પરણ્યા પેહેલાં શીદ રાંડો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૫
વિદ્યાનો સ્વાદ સદા ચાખો,
મન ઉદ્યમમાં અહોનીશ રાખો;
શીદ ભાગ્ય લખ્યું થાશે ભાખો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૬
પડતર જમીન તે ખેડાવો,
ઉગશે જો ત્રણ વખત વાવો;
નિર ઉદ્યમી ઉદ્યમમાં લાવો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૭
અદાલત અરજી અળસાવો,
લુચ્ચાઓને લાંચ ન સુંપાવો;
નાતીલા પાસ કહો દાવો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૮
પરદેશી હુનર પ્રગટ કરો,
સંચાને જંત્રો શીદ કરો;
ખેપતની બિનતી દિલ ધરો,

દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૯



## મુવા પછવાડે ન રોવા વિશે ગરબી. ૧૪

રાગ ધોળ.

વાલાની વાંસે રાગ તાણી નવ રોવું;
જેથી તેને જંપ ન ઉપજે; જીવમાં સમજી જોવુંરે. વાલા. ૧
ગોવી દજીએ કહ્યું ગરૂડને, કુટે રડે જે કોઈ;
મરનારાને માહા દુઃખ ઉપજે, ધરે નીસાસા રોઈ. વાલા. ૨
લીંટ લાળ ને આંસુ ઝરે, તે જમચર પાચે પરાણે;
રૌરવ માહા રૌરવનાં દુખથી, એ દુખ અદકું જાણે. વાલા. ૩
કોઈ છાતી કુટે શીર કુટે, ચુટે કેશજ હાથે;
એ સઘળી પરી પુર્ણ પીડા, મરનારાને માથે. વાલા. ૪
લોક વખાણે કે ન વખાણે, તે સહુ સાંખી રહીએ;
જો હૈયામાં હેત વધે તો, દુખ તેને શીદ દઈએ. વાલા. ૫
શત્રુના સમપુરાણ હોય તો, રડો કુટો ન વીચારો;
જીવતાં વેર વળી ન શકે તો, મરતાને વળી મારો. વાલા. ૬
કુટ્યા પછી જો કાંઈ દેખાતો, કુટો લેઈને પાણો;
શા માટે તમે કુટી શરીરમાં, રોગ ઉપાધી આણો. વાલા. ૭
એવી શોભા મેલો અળગી, વળગી રહો માં વેહેમે.
જેથી સુખ ઉપજે એ જીવને, પુન્ય કરો કાંઈ પ્રેમેરે. વાલા. ૮
શોધો પાણ તેને નથી જોશો, ખોશો આંખ તમારી;
દલપતરામ કહે દીન દોખી, માનો શીક્ષા મારી વાલા. ૯

## શિયળનું ધોળ. ૧૫

શિયળ એટલે (વ્યભીચાર અથવા છીનાળું ન કરવા વિષે.)

બહુચર ભલે આવીયાં. એ રાગનું.

સુણો સમજુ સકળ નર નારીયો;
મોટા શિયળ તણો મહીમાય. શિયળ પાળો સ્નેહથી.
જે કોઈ શિયળ સારી રીતે સાચવે;
સરવે સફળ મનોરથ થાય. શિયળ પા૦ ૧
સોના રૂપાની શોભા ન સમજીએ;
શોભા સરસ શિયળ શણગાર. શિયળ પા૦ ૨
જેવાં નકટાને ભુશણ નાંખીયાં;
એવાં શિયળ વિના નર નાર. શિયળ પા૦ ૩
વધે લાજ અધિક ઠીક લોકમાં;
પરલોકમાં મુક્તિ પમાય. શિયળ પા૦ ૪
સુખ સંપતિ શિયળથી લીજીએ;
રીઝે જશ કરતા જગ રાય. શિયળ પા૦ ૫
માટે શિયળ સરવ રીતે સાચવો;
તજો કામી હરામીનો સંગ. શિયળ પા૦ ૬
જરીએ ડરીએ ન મરણના ડર થકી;
ભારે ડરીએ શિયળ જતે ભંગ. શિયળ પા૦ ૭
તજી લાજ બે આંખથી ના ભાળીએ;
નહીં ડોલીએ મદ છક માય. શિયળ પા૦ ૮
નીચી નજરે સરળ રીતે ભાળીએ;

ક્રોધી મરકી કહીએ ન કાંઈ. શિયળ પા૦ ૯
કૂડી આંખે ફરે તે કોઈ ફાતડાં;
તેનું ડાટીએ માટીમાં મુખ. શિયળ પા૦ ૧૦
તનવી તનવી શોભત નીત્ય તેહની;
જાણે લજવી જનેતાની કુખ. શિયળ પા૦ ૧૧
ભણવું ગણવું તો તેહનું ધન્ય છે;
તેને કુળને લગાડ્યો ન ડાઘ. શિયળ પા૦ ૧૨
ભણી ગણીને શિયળ ન સાચવે;
એના ભણતરમાં ઉઠી આગ. શિયળ પા૦ ૧૩
હઈયા ફુટા બોલે બોલ હાંશીએ;
દેખી ફાંશીને નાશીએ દુર. શિયળ પા૦ ૧૪
શિક્ષા સુંદર દલપતરામની;
જાણી કામની શિખો જરૂર. શિયળ પા૦ ૧૫



લગનમાં ફટાણાં ન ગાવા વિશે, ગરબી. ૧૯.
બાળકામાં ધરમથી ફુલતો, મેઘા ડમર બાજે. એ રાગનું.
ગાવો સૈયર બઈ બેનડી, ગાઈએ ગીત રૂપાળાં;
ડપમાં મેલો દીવડો, ભલાં થાય અજવાળાં. ૧
આજ ઘડી આનંદની, આજ રજની રૂપાળી;
નાનો સુરજ ઉગીઓ, આજ દીવશ દીવાળી. ૨
ઈએ ગીત ભલાં ભલાં, વેવાણોને હરખીએ;
ગાલ બે આપી ન બોલીએ, તેથી જાત લજવીએ. ૩

કોળી વાળીના કુળની, એતો ગાય નઠારૂં;
આપણ ઉત્તમ કુળના, નહીં ગાઇએ નઠારૂં. ૪
જાતને જાતપતો જાણીએ, ખારે બોલ ને બકીએ;
ખારે નઠારૂં તો નાપકા, એમાં આખાં ન પડીએ. ૫
ઉતમ જાતની આરતો, ખોટું ગાતાં લજવાશો;
મધ્યમ જાતની માનની, ગીતે મશ્કરી ગાશે. ૬
મશ્કરી પણ મરજાદની, આપણી એબ ન ખોશો;
જરૂર ફટાણાની હોય જો, કહું એટલું પાનો. ૭
વેવણને કરો વાંદરી, ગાંઠ પુછડે વાળો;
વેરાગી કહીએ વેહેવાઇને, કાંધે કામળો કાળો. ૮
એવી અધિક વિધ આચરે, નીચા જાતમાં ભળવા;
બાપ ભાઇ બેઠા સાંભળે, જેવા વેશ્યાના ભડવા. ૯
બીક પડ્યો અવતાર એ, શબ્દ શું કહીએ જાદા;
કામની નહીં એતો કુનરી, મરદ નહીં એતો માદા. ૧૦
માટી શીખામણ ગાઇએ, જેથી રામજી રીઝે;
દોલત દલપતરામના, દીલમાં લખી લીજે. ૧૧



## સંપ વિશે ગરબી. ૧૭

રેભાઇ સંપ કરોરે સંપ કરો. એ રાગ.
ઘેર જે કોઇ સંપ તજીને સુખ માગે;
તેના સુતેલા ભાગ્ય જાગેરે. રેભાઇ સંપ કરોરે સંપ કરો. ૧
લોક તજી સંપ બહુ બડી આવે;

તેમાં તુરત બીજાને ફાવેરે. દેશમાં૦ ૨
હાંરે તે કાંઇ વીધા જમીન સારૂ લડતા;
ધન ખોઈને રહ્યા હવે રડતારે. દેશમાં૦ ૩
હાંરે હજુ હેમે વીચારી નહી જોયો;
ખરે ખાત છે હાથમાં તે ખોઈ.રે. દેશમાં૦ ૪
હાંરે તમે કંઇ ધરમના દાઝો;
તેને પ્યારો લાગે તે ધર્મ પાળોરે. દેશમાં૦ ૫
હાંરે છળ દગા કપટ ઘો છોડી;
આખા દેશની થઇ આબરૂ થોડીરે. દેશમાં૦ ૬
હાંરે કરી સંપ કાંઇ હુનર ઉઠાવો;
દેશની વખત ફેરવાવોરે. દેશમાં૦ ૭
હાંરે કોઇનું સારૂ દેખીને શીદ દાઝો;
તેને ભુંડાડી મારવા ન ધાઓરે. દેશમાં૦ ૮
હાંરે માનો દલપતરામની વાણી;
પક્ષપાત વીના સત્ય પ્રમાણીરે. દેશમાં૦ ૯



### કેફ ન કરવા વિષે ગરબી. ૧૮

તજો તમે કેફ કરમ કરવું,
જેથી થાય મોત વિના મરવું. તજો તમે કેફ૦ ૧
નથી એમાં સ્વાદ કશો સારો, વિવેકની નજરેથી વીચારો;
દુખી થાશે કેફનો કરનારો. તજો તમે કેફ૦ ૨
પીશે જે જન મદીરા તાડી, તેનાં કુળ દેશું રખાડી;

ઊંચે પરથી દેશે પાડી. તજો તમે કેફ૦ ૩
અફીણથી કંઈક ગયા ઉડી, ગમાવી ગાંઠ થકી મુડી;
મુવા દુખ દરીયામાં બુડી. તજો તમે કેફ૦ ૪
મુરખને મુરખ મળે સંગી, લીલાગર ભાંગ પીએ ભંગી;
અકલ હીણા તે અડબંગી. તજો તમે કેફ૦ ૫
ચંડુ કે માજમ જે ખાશે, જરૂર અકલ તેની જાશે;
સારા સારા લોકમાં નીંદાશે. તજો તમે કેફ૦ ૬
પીએ કોઈ ગાંજો ગુણી જાણી, ધુમાડો ખેંચે બળ આણી;
એનીતો અકલ વેચાણી. તજો તમે કેફ૦ ૭
તે સરવે રોગ કરે તનમાં, અમે સાંભળ્યું વઈદો જનમાં;
માટે તમો માની લેજો મનમાં. તજો તમે કેફ૦ ૮
ન ખાશો પાક કદી પ્રીતે, જેથી ચતુરાઈ ઘટે ચીતે;
રેહેજો રૂડા માણસની રીતે. તજો તમે કેફ૦ ૯
પ્રભુ થકી જો દીલમાં ડરીએ, કદી એવું કરમ નહીં કરીએ;
શિખામણ સારી રૂદે ધરીએ. તજો તમે કેફ૦ ૧૦
બનાવી બરફી બહુ સારી, સુણી જે દેશે વીસારી;
તેના મુખ ઉપર પેજારી. તજો તમે કેફ૦ ૧૧
વારે વારે શું કહીએ વારૂ, સ્નેહ કરી કહ્યું તમ સારૂ;
માનો દલપતરામ કહે કહ્યું મારૂ. તજો તમે કેફ૦ ૧૨



કેફીની સ્ત્રીના પસ્તાવા વિષે ગરબી. ૧૯

મા મુજને કેમ દીધીરે કેફી કંથને,

કાહાડી શોધ્યાં ફીપા જનમનાં વેરજો;
જનમ સમે નવ આવ્યો મારા અંતને,
ગળથુથીમાં ઘોળી ન પાયું ઝેરજો. મા મુજને૦ ૧
ઉછેરી નાખીરે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાયજો;
ભોગવવું દુખ લખ્યુંરે મારા ભાગ્યમાં,
રજની દાહાડા રડતે વીતી જાયજો. મા૦ મુજને૦ ૨
આવરદા મારી અતી લાંબી થઈ,
તરાગ નહીં જે તડકે તોડ્યો જાયજો;
કરમ તણી કાણી ક્યાં જાએ કહી,
છાંપ કુવાની કુવા વિશે સમાયજો. મા મુજને૦ ૩
શું કરવું જીવીને આ સંસારમાં,
હાથે મરૂંનો આતમ હત્યા થાયજો;
સાત જનમ પામુંરે શોક અપારમાં,
પાર ન આવે કરતે કરોડ ઉપાયજો. મા મુજને૦ ૪
રમવું ને જમવું તો મુજને નવી ગમે,
માથે ઉગ્યાં દુખનાં મોટાં ઝાડજો;
એ દુખથી છોડાવે મુજને આ સમે,
પુરણ આનું પરમેશ્વરનો પાડજો. મા મુજને૦ ૫
ફરી જન્મ પામશું ત્યાં સુખ પામશું,
આ અવસરતો એળે ગયો અવતારજો;
હૈયું કઠણ રાખીને હિંમત રાખશું,

ભાગે લખીઓ હેવે આ ભરથારજો. મા મુજને૦ ૬
૫૫ નથી કીધાં મેં આવડાં આ પળે,
પ્રગટી આવ્યા પેલા ભવનાં પાપજો;
લેખ લખ્યા હેવે તે ટાળ્યા નવ ટળે,
કરમ કરે તે ન કરે માને બાપજો. મા મુજને૦ ૭
દીલમાં એમ સમજીને દુઃખ ન માનવું,
શાખું દુખ્યામાં કેના ઉપર રોશજો;
ભવ પેલે કીધાં તે ભોગવી છુટવું,
દલપતના સ્વામીને ન દેવો દોષજો. મા મુજને૦ ૮



## કેફીના ઘરના હેવાલની ગરબી. ૧૦

કેફી સૈયર તેનો કંપડારે, તેનાં પુરણ પાપ;
મનમાં ઉદાશી મટે નહીં, હાંરે તપે તનડામાં તાપ. કેફી૦ ૧
એવો દીસે અળખામણોરે, જાણે જીવનો ટપીલ;
આડા ઓશા અકીગુણીયા, હાંરે એના ગાત્ર ગળેલ. કેફી૦ ૨
એક ટકાની નહીં આબરૂરે, પીટ્યો આટાનો ચોર;
દાહાડો દારાય દરબારમાં, હાંરે પુંઠે લોકોનો શોર. કેફી૦ ૩
અપોચાચા ને ઘણો આળસુરે, કાંતો ઊંઘે કાંતો ચાપ;
રળવાની શકતી રહે નહીં, હાંરે રળ્યું રાંકનું ખાય. કેફી૦ ૪
ખારેથી આવે બે બાકોરે, લીણા દેખાય હાડ;
ખુણે ઢાળી પડે ખાટલો, હારે બેસી છીપાંનો ખાળ. કેફી૦ ૫
બાળકને ખાવા નહી ખાનગીરે, પીટ્યો પ્રગટે ઉહાંદ

ઉતે પછીએ બળી છાતડી; હારે વેરે રંડાપો રાંડ. કે૦ ૬
લાજ હોત્યા સેજ નહીંરે, જોયી તરણાથી તોલ;
તેવા અફીણના તોરમા, હારે બોલે જુઠેરા બોલ. કે૦ ૭
કોઇ કોઇ વખત થાય કેફ પકીરે, હેવા ફુટા કેરાન;
તોએ શીખ દલપતરામની; હારે કદી ધારે ન કાન. કે૦ ૮



## સજનોએ કેફ કરવાનો વિચાર ન રાખવાની ગરબી. ૨૧

સજન લોક વિચારી, સારી શીખામણ મન ધરીએજી;
જેમ તેમ મુખ બોલીએ, જેથી દીલમા નહીં ડરીએ.
કેફ ન કરીએજીરે. ૧
તાળી પાડી દાંત દેખાડી, કહુછું દાહાડી દાહાડીજી;
મારૂં વેણ તમે માનો તો, તજજો દારૂ તાડી. કેફ૦ ૨
કેફ કર્યાથી ઘટશે આબ, પીતમાંથી ચતુરાઈજી;
ધન ખરચી બેસી સુવાઈ, મોટી એ મુરખાઈ. કેફ૦ ૩
લાજ ઘટે ને કાજ ન સુધરે, એમ ન વીચારે અંધોજી;
સાર નથી એમા કાંઈ અંતે, ઘર ખોવાનો ધંધો. કેફ૦ ૪
વેદ પુરાણ કુરાન કીતાબે, જોજો હેત તપાશીજી;
એ લક્ષણ તજવાથી મળશે, સઘળેથી સાબાશી. કેફ૦ ૫
કાજી મુલ્લાનો મત એછે, મત છે અદયારૂનોજી;
હિંદુમાં જો હત્યાથી પણ, દોષ ઘણો દારૂનો. કેફ૦ ૬
દારૂ સારૂ મારૂ તારૂ, ચોરવાનું ચિત્ત થાશેજી;
કોઈક સમે સાંકડમાં આવી, જીવ તેમાંથી જાશે. કેફ૦ ૭

વસ્ત્ર તજીને લાજ વીનાના, ખારની રીતે રખડશોજી;
કહે દલપત કરમાં દીવો લઇ, કોઇ કુવામાં ન પડશો. કેફ૦ ૯



## કેફના અવગુણ વિશે ગરબી. ૨૨

કેફી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા;
નીરલજ નરછે કેફ તણા કરનારરે જગમાં જેટલા.
આ જગમાં જે નર કેફ કરે, તેના તનમાં રોગ અનેક ઠરે;
તેની નીંદ્ય જગમાં લાજ ન રહે. કેફી લોકો૦ ૧
તેના બાળક ખાવાથીને રડશે, તેને સેહેણાવાળા નીત નડશે;
પછી ભભરાઇ ભાઇથીને લડશે. કેફી લોકો૦ ૨
નીત્ય નવલી ફજીયાદો થાશે, કપડાં હરરાજે વેચાશે;
કેફી સરકારે દોરાશે. કેફી લોકો૦ ૩
બેભાન થઇ ભુલો ભમશે, નરશી જગપામાં જઇ રમશે;
અભીમાન તજી ગાળો ખમશે. કેફી લોકો૦ ૪
તેને ઘર ધંધો નહીં હાથ ચડે, તેની બુધ્ધી જાશે કેફ વડે;
તેને રસ્તો શીધો નહીં જડે. કેફી લોકો૦ ૫
એવો અકલ હીણો કોણ હશે, ધન ખરચીને દુઃખીયારો થશે;
કોણ મરવા સામે પુર જશે. કેફી લોકો૦ ૬
નથીરે એમાં સ્વાદ કશો, કેફથી ઉલટા હેરાન થશો;
વળી મરીને જમને હાથ જશો. કેફી લોકો૦ ૭
તમે વીગતેથી વીચાર કરો, વળી પરમેશ્વરથી બીક ડરો;
દલપતની વીનતી દીલ ધરો. કેફી લોકો૦ ૮



કળીકાળમાં કેફીને ચેતવણીની ગરબી. ૨૩

એક કારણ કહું છું કળી કાળનુંરે લોલ;
મોટા અધરમ વીકરાળનુંરે લોલ; ૧
જે કોઈ લંકાના વાશી મધુ પીવતારે લોલ;
આજ થયા છે આશી જીવતારે લોલ. ૨
ઉપર વેશ તે ઊંચા વરણનારે લોલ;
આહાર કરે તે કુંભ કરણનારે લોલ. ૩
સારાં વસ્ત્ર ભાળીને ભુલા પડેરે લોલ;
રસ્તો છોડીને સાનમાં ચડેરે લોલ. ૪
ઊંચો વરણ કરમ નીચું કરેરે લોલ;
નામ શીવ શકતી તણું ધરેરે લોલ. ૫
જેનો સ્પર્શ થએથી નાહાવું પડેરે લોલ;
કેહેશે મધુ તે દેવીને ચડેરે લોલ. ૬
જેમાં માંસથી દોષ મોટા રહેરે લોલ;
તેવું પીવામાં પુન્ય છે કહેરે લોલ. ૭
એતો વેદના વેરી રાવણ વંસનારે લોલ;
આતો કુટંબો કેશી કંસનારે લોલ. ૮
બહુ જુગતી લાવે છે જુઠું બોલવેરે લોલ;
ભોળા લોકોને ઘણા ભોળવેરે લોલ. ૯
કેહેશે એક પુરાણી વાતછે કહીરે લોલ;
મધ્ય પીવામાં પાપછે નહીંરે લોલ. ૧૦
જુઠા શ્લોક બનાવે મધુ પાનનારે લોલ;

સમજાવે જીવ અગનાનનારે લોલ. ૧૧
જે કોઈ દુષ્ટ કરમ એવું આચરેરે લોલ;
ભાંગીક નામ તેહેનું ધરેરે લોલ. ૧૨
નીચ વસ્તુમાં નીચપણું જેહનુંરે લોલ;
તીરથ ઠરાવે નામ તેહનુંરે લોલ. ૧૩
ગ્રંથ વાંચે સભામાં શુભ ધરમનારે લોલ;
જેમાં ભરેલું દુષ્ટ કરમનારે લોલ. ૧૪
તેમાં નામ ધરાવો કેવી ભાળનુંરે લોલ;
કરમ કરે તે ચંડાળનુંરે લોલ. ૧૫
ભોળા લોકો ભોળાશો નહીં ભરમમાંરે લોલ;
નથી એ વાત કોઈ ધરમમાંરે લોલ. ૧૬
એવા દૈતોની વાત માનશો નહીરે લોલ;
વાતો એ વેદમાં નથી કહીરે લોલ. ૧૭
એવું કરવું તે સારૂં કોણ જાણશેરે લોલ;
વાદ સભામાં કોણ તાણશેરે લોલ. ૧૮
ગાય હત્યા ગોમાંસ પાપ મોટું છેરે લોલ;
તેથી મદિરા પાપ મોટું છેરે લોલ. ૧૯
એવિ રીતે લખીયું છે શાસ્ત્ર સરવમાંરે લોલ;
ગણતા નથી તે પાપ ગરવમાંરે લોલ. ૨૦
કહ્યું માનીને કજાપતનુંરે લોલ;
કરવું ન કામ હરામનુંરે લોલ. ૨૧

### કેફીની બઈરીના મહિનાની ગરબી ૨૪

કારતક મહિને કેફી જેનો કંથરે સાહેલી;
આ એ અબળાના દુઃખનો નાવે અંત સાંભળ સાહેલી.
દીવસ ઘટે ને રજની મોટી થાશેરે સાહેલી;
આ કેફીની અબળાના કેમ દીન જાશે સાંભળ સાહેલી.
શીયાળાનો શીતળ વાયું વાયરે સાહેલી;
આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧
માગસર મહિને સુખ પામું શી પેરરે સાહેલી;
આ કેફીડે તો માંડયો ખકરાકેર સાંભળ સાહેલી.
ઉપજ ખરચની વાત કશી નવ જાણીરે સાહેલી;
આ એઇ બેઠો નીજ બાપ તણી કમાણી સાંભળ સાહેલી. ૨
પડયો રહે કાંઇ કેફી રસના માંયરે સાહેલી;
આ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
પોષે તો ઘર વેચા બેઠો પાપીરે સાહેલી;
આ પીયર જવાની રજા વહુને આપી સાંભળ સાહેલી.
જેણે મુજને પરણાવ્યું એવું પાપરે સાહેલી;
આ પેલા ભવના દુશ્મન માને બાપ સાંભળ સાહેલી. ૩
એ રતમાં સાસરે જવું સા માહરે સાહેલી;
આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
માહા મહિનામાં ખાસે લોક વસંતરે સાહેલી;
આતે દુખણી કેફીડા જેનો કંથ સાંભળ સાહેલી.
વન પાલવ્યા આંબે આવ્યા મોહોરરે સાહેલી;

પણીને સુખ નથી ઓણ કે પોહોર સાંભળ સાહેલી.
બાન સુણી પેઊં મળવા મન થાયરે સાહેલી;
મહિને એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૪
માં નર નારી એમ્રે ફાગરે સાહેલી;
ીની અબળાને અંતર આગ સાંભળ સાહેલી.
મે ને હસે મળી નર નારરે સાહેલી;
ીની પરણેલી ખાય માર સાંભળ સાહેલી.
રોવું ઘર ખુણા માંયરે સાહેલી;
મહિને એવી રીતે કેમજાય સાંભળ સાહેલી. ૫
માં કેમ ધીરજ રાખું ચીતરે સાહેલી;
કરે કેફીડા નીતને નીત સાંભળ સાહેલી.
મેશ્વર કેમ આવો વર આપ્યોરે સાહેલી;
વરથી તો ભલો રંડાપો સાંભળ સાહેલી.
ગાળાની ફુરીયાદે થાયરે સાહેલી;
મહિના એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૬
ને આવ્યો મહિને વઈશાખરે સાહેલી;
મય બેદીલ થાય બળીને રાખ સાંભળ સાહેલી.
ાપેતો છતર આડું રાખુંરે સાહેલી;
ન હાઝે તે કોની આગળ દાખું સાંભળ સાહેલી.
ઘટીને હાહાકો મોટો થાયરે સાહેલી;
મહીને એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૭
જીવડો બળવા લાગ્યોરે સાહેલી;

આ કેફીની અબળાનો આનંદ ભગ્યો સાંભળ સાહેલી.
પગ દાઝેતો મોજડાયો લઈ પાડુંરે સાહેલી;
આ કાળજડું દાજે તે કેમ કરી ઠારું સાંભળ સાહેલી.
કેફીડાને કોઈ કહે ન સમજાયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૮
અસાડ ચડી આવ્યો છે ઘનઘોરરે સાહેલી;
આ મોટા હરખ ધરીને બોલે મોર સાંભળ સાહેલી.
કેફી કંથ અફીણખાનામાં મ્હાલેરે સાહેલી;
આ પરણેલીના દીલમાં એ રત સાલે સાંભળ સાહેલી.
લીલીધરા વિધ વિધના અન વવાયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૯
શ્રાવણમાં મેં શીવ પુજા નહીં કીધીરે સાહેલી;
આ હેવે મુજને કેફીને કર દીધી સાંભળ સાહેલી.
ચિત ટળેતો વ્યસની જુઠો ચોરરે સાહેલી;
આ એ સગપણ કરનારો મરજો ગોર સાંભળ સાહેલી.
ભાગ્યવંતી જે પીઉ સાથે સોહાયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૦
આ ભાદરવે ભરજોબન એળે જાયરે સાહેલી;
આ કેફીની બઈરીને કેમ સુખ થાય સાંભળ સાહેલી.
નદીએ આવ્યાં પુરણ જળનાં પુરરે સાહેલી;
આ પીઉ સાંભળને આગ જળેછે ઉર સાંભળ સાહેલી.
માળે બેઠી પંખીડાં મલકાયરે સાહેલી;

આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૧
દીવાળીના દાહાડા આસો માસરે સહેલી;
આ કેફીની બઈરીનો નીત ઉદાશ સાંભળ સાહેલી.
રમે જમે ને ધરે નવા શણગારરે સાહેલી;
આ કેફીની નારીને નયણે જળધાર સાંભળ સાહેલી.
ગુણવંતી મળી મળીને ગરબા ગાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૨
માસ અધીકમાં અધીકપણું શું કહીએરે સાહેલી;
આ પેઉ બંધીખાને એકલા કેમ રહીએ સાંભળ સાહેલી.
એ વારથી મુજને છોડાવવા ધાયરે સાહેલી;
તો દમપતના સ્વામીને લાગુ પાપ સાંભળ સાહેલી. ૧૩



## કેફીના અવગુણ વિશે ગરબી. ૨૫

શીખ કહું છું તે સઉ સાંભળોરે, હેત વીચારો અફીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ.
અવગુણ ઘણા અફીણમાંરે;
એથી હોયછે અકલ હીણ હો લાલ. લાલ ક૦ ૧
મોટે મેહેલ મહીને બેસતારે;
અફીણથી એજ થયા હેરાન હો લાલ લાલ ક૦ ૨
જે નર ભોજન જમતા ભાવતારે;
રડતાં દીઠા અંન ને કાજ હો લાલ. લાલ ક૦ ૩
વાહન રથ ઘોડાને પાલખીરે;

આલ્યા પગ પાળા તજી તેહ હો લાલ. લાલ ક૦ ૩
રાતા માતા શરીરે શોભનારે;
દીઠા તેહના દુરબળ દેહ હો લાલ. લાલ ક૦ ૪
જે નર ચતુર શીરોમણી જાગતારે;
નીરખતાં નીંદ્ર લે નેણ હો લાલ. લાલ ક૦ ૫
જે નર બહુ બુદ્ધીથી બોલતારે;
તે નર ભાખે ભાગા વેણ હો લાલ. લાલ ક૦ ૬
જેની [illegible]તી સંભળાતી આબરૂરે;
તે નર લોકમાં નીંદાય હો લાલ. લાલ ક૦ ૭
જેનું સાચપણું બહુ માનતારે;
તે સાચ પતા સમ ખાય હો લાલ. લાલ ક૦ ૮
તોપણ સાચ મનાય નહીં તેહનુંરે;
સરવે લોક તજે વિશ્વાસ હો લાલ. લાલ ક૦ ૯
તે નર દુનીયામાં જીવતો મુવોરે;
સારૂ મનુષ્ય ન બેસે પાસ હો લાલ. લાલ ક૦ ૧૦
બહુ દુઃખ છે એવા બંધાણમાંરે;
કોઇ દીન કર મુગતી હોય ક્ષીણ હો લાલ. લાલ ક૦ ૧૧
પૃથ્વી ઉપર પગ ઘસવા પડેરે;
તે ઘડી આવે મોહોડે ફીણ હો લાલ. લાલ ક૦ ૧૨
જે કોઇ તજશે વસ્તુ કેફનીરે;
રાજી થાશે શ્રી ભગવાન હો લાલ. લાલ ક૦ ૧૩
શીક્ષા સુંદર દલપતરામનીરે;
સજન સહુ કોઇ ધરજો કાન હો લાલ લાલ ક૦ ૧૪

## સારા માણસે કેફીની સંગત ન કરવાની ગરબી. ૨૬

રાગ ધોળ.

સજ્જન સઘળાએ કેફીનો સંગ ન કરવો;
સમજી કાળા સાપ સરીખા, પાપ ગણી પરહરવો રે. સ૦ ૧
દારૂ પીએ તે દૈત સરીખા, કદી વીસ્વાસ ન કરીએ;
ભાંગ પીએ તે ભંગીયા જેવો, તેથી વેગળા રહીએ. સ૦ ૨
પીએ તાડી તે પરેત સરીખા, અફીણી [illegible] જેવો;
ગાંજાખોર તે ગાંડીયા જેવો, તે પણ તજીએ તેવો રે. સ૦ ૩
સંગ કરવાથી અંગ વળગશે, રંગ નથી જુદાઈ;
મનમાં હશે ઉમંગ ઘણા તે, ભંગ થશે સહુ ભાઈ. સ૦ ૪
પ્રથમ અફીણના પૈસા નહીં લે, ઘરનું પાશે ઘોળી;
વળગાડીને થશે વેગળા, રહેશો આંખ્યો ચોળી. સ૦ ૫
સહુને સરખા કરવા કાલે, બોલે વાત બનાવી;
નાક કટે જેમ નાત વધારી, ભોળાને ભરમાવી રે. સ૦ ૬
ખાશે ને ઘણા ગુણ ગાશે, પીશે ને વળી પાશે;
જાશે જર જોબન દુખ થાશે, પછી ઘણા પસ્તાશો રે. સ૦ ૭
આવા વ્યસન મેલી ઊંચા, હુઆ દુરગુણ લેશ;
સારા સજ્જન સંતોષથી સુણીને, હોશ વીસારી દેશે. સ૦ ૮
હોય તજે સંતોષથી સુણીને, રાખ બન્ને તો રાજેરે;
અપતરામ દુનિયા મધે, હજો તેવું હાજરે. સ૦ ૯



### ભરથાર વશ કરવા વિશે ગરબી. ૨૭

અલબેલીરે અંબે માત જોવાને જઈએ. એ રાગનીછે.

બજનાં નહીં થાય લગાર, કામણ મંત્ર કર્યે;
આ મંત્ર કરો ઉચ્ચાર, વશ ભરથાર થશે. ટેક.
પ્રાણ પકી પીઉજી છો પ્યારા, પ્યારા ન રહો નાથરે;
સરવ થકી લાગોછો સારા, હું વેચાઉં તમ હાથ. કા૦ ૧
તન મનમાં રહું સાજી તાજી, રાજી દેખું રાજરે;
જો કદા જાણું કાંઈ કુરાજી, ડુબ્યાં દઈએ ઝાઝ. કા૦ ૨
માત પીતાએ મોટી કરીને, હેતે સોંપ્યો હાથરે;
સુખ આપો કે દુઃખ આપો તમે, છો મસ્તકના નાથ. કા૦ ૩
ગુણ સાગર ગંભીર છો સ્વામી હું, અવગુણ ભરી આજરે;
પોતાની ગણી પ્રેમ નીભાવે, બાંહેગ્રહ્યાની લાજ. કા૦ ૪
સ્નેહ તમારો જોઈને સ્વામી, જામી મીજકત જેમરે;
ખુબ ખુશી થઈ ન રહી ખામી, પામી પુરણ પ્રેમરે. કા૦ ૫
ભલું કર્યું ભગવંતે મારો, સુફળ કર્યો અવતારરે;
મેહેર કરી મન ગમતો આપ્યો, તમ સરખો ભરથાર. કા૦
સગાં સરવ તમ સારૂ તજીયાં, તજીયો સેપર સંગરે;
દોરતી સેરવની દુર કરી હું, રાચી તમારે રંગ. કા૦
આભ ઊંચોને નીચે અવની, અવર નથી આધારરે;
આશા રાખુ એક તમારી, છો સુખના દાતાર. કા૦
જો સુંદરીને રીઝે સ્વામી, તો શોભે શણગારરે;
નહીંતો તે શણગાર સરવછે, આગ્ય તણા અંગાર. કા

દુનીયામાં નર તમને દેખું, બીજા લાલ કુમીરરે;
તુચ્છ ગણ્યુંછું તે સઘળાને, હોય અમીર વજીર. કા૦ ૧૦
જળ જંતુને જળ સંગાથે, જેવી પુરાણ પ્રીતરે;
પલક પડે જો દુર તારૂંકે, એજ અમારી રીત. કા૦ ૧૧
પાર ન લે પ્રીતે વરણવતાં, રચીર પેરી એક ઠામરે;
સાત દીવસ કવીતા રચના જો, રચશે હજપતરામ. કા૦ ૧૨



## ગરબી. ૨૮

### રાગ ધોળ.

જ્યારે રામચંદ્રજી તથા લક્ષ્મણ વનવાસ ચાલ્યા ત્યારે શીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ તે સમે રામચંદ્રજીએ કહ્યું કે તમે પીયર જાઓ તે સમેનું ધોળ. "આમેરૂ મોઘા મુલનું" એ રાગનું છે. પણ ઢાલ જારતી છે.

રામ લક્ષ્મણ વનમાં શીધાવતાં, સતી સીતાને આવતાં
સાથ; કહે રઘુનાથ. પધારો પીયર જાણી. ૧
નહીં તો અહીં રહો સસરાના રાજમાં, હેને હળીમળી
સાસુ સંગાથ; નહીં તો જોડી હાથ. પધારો પીયર૦ ૨
અમે વસ્તીમાં નહીં વશીએ વીનતા, અમે કરશું જઈ
વનવાસ; તમો પામો ત્રાસ. પધારો પીયર૦ ૩
ચે રથ કે ઘોડું નહીં રાખીએ, નહીં રાખીએ દાશી
દાસ; કોઈ અમ પાસ. પધારો પીયર૦ ૪
કોસનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો

પાક; લીંટી ખેંચો નાક. પધારો પીયર૦ ૫
અમે વન ફળ ખાઈ ખુશીમાં રહીશું, કોઈ દીવસતો કે
વળ શાક; વીનાં લુણ પાક. પધારો પીયર૦ ૬
વનમાં નથી મંદીર નથી માળીયાં, નથી પોઢવા કાજ
પલંગ; રંગીત નવ રંગ. પધારો પીયર૦ ૭
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરો તે ખુચે
અંગ; એમાં શો ઉમંગ પધારો પીયર૦ ૮
વનમાં હીરના ચીરતો નહીં મળે, વનમાં નહીં મળે ફુ-
રતા ફુલેલ; કે તેલ ચંપેલ. પધારો પીયર૦ ૯
વનમાં નહીં મળે શાણી સાહેલીઓ, કરશું કે સંગે ખાં-
તેથી ખેલ; ઉમંગ ભરેલ. પધારો પીયર૦ ૧૦
વનમાં ઘાતકી રહેછે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે ઘણું
ચોર; જેનું ઘણું જોર. પધારો પીયર૦ ૧૧
વનમાં વાઘ વરૂ ને વાંદર જેવા, ઘણાં વીચરે જનાવર
ઘોર; ચરે નહીં ઢોર. પધારો પીયર૦ ૧૨
ઉનાળું કાળે વાશે ઉના વાયરા, એવું દેખીને પાશો ઉદા
શ; જ્યારે જેઠ માસ. પધારો પીયર૦ ૧
વરશે મેઘને ઝબકશે વીજળી, તેવે ટાણેતો તરૂ ટળે
સ; નહીં છત્ર પાસ. પધારો પીયર૦
મોટા પર્વત દેખીને માનની, તમે નજરે જોયા નહીં
પ; દીઠે ખાવા ધાય. પધારો પીયર૦
તમે રાજ્ય કન્યા કાયા કોમળી, વનવાસનાં દુખ

કાય; કાયા કરમાય. પધારો પીયર૦ ૧૬

ઘરમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નીસર્યાં કદી ઘર
બાહાર; છો નાજુક નાર. પધારો પીયર૦ ૧૭

તમે બાળક વય વર્ષ સોળનાં, નથી સંકટ વેઠ્યાં લગાર;
તમે કોઈ વાર. પધારો પીયર૦ ૧૮

પાછાં આવીને પીયર ગયાં નથી, તમને મળવાને ઈચ્છે
માય; ચોંપે ચીત ચાય. પધારો પીયર૦ ૧૯

રાજા જનકજી તમને ઝંખે ઘણા, તેના સંદેશા આવે સ-
દાય; તેડાં પાછાં જાય. પધારો પીયર૦ ૨૦

ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ
ભરાવીને થાળ. પધારો પીયર૦ ૨૧

અમે અવધે ફરીને જ્યારે આવીશું, સ્નેહે લેશું તમારી
સંભાળ; ત્યારે તત્કાળ. પધારો પીયર૦ ૨૨

ડી શીખામણ મન માનતી, તેમાં પામશો પરમ વી-
રામ; છે બાપનું ગામ. પધારો પીયર૦ ૨૩

ારી તમને ગમે તેમ હું કહું, એમ દલપતરામનો થામ;
કહે રાજારામ; પધારો પીયર૦ ૨૪



## સીતાજીના જવાબની ગરબી ૨૯

રાગ ધોળ.

સાંભળીને સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુ-
ખ; ધ્યાસ મારા પ્રાણ. સાચે રાખો સ્નેહથી.

જુદા પડવાની વાત વાહાલા કહો, તેતો બાણ લાગે તી-
ખા બાણ; રઘુકુળ ભાણ. સાથે રાખો૦ ૧
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરે, તમથી વેગળી તે પ-
રદેશ; હું જાણું હમેશ. સાથે રાખો૦ ૨
તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂં વે-
શ; જટા કરૂ કેશ. સાથે રાખો૦ ૩
સ્વામી તમારે સુખીનો સુખ માહરે, તમે દુખમાં તો
દુખ મારે દેહ; એમાં શો સંદેહ. સાથે રાખો૦ ૪
જે કોઈ પરણ્યા પછી રહે પિયરમાં, અવતાર ધાર્યો
ધીક એહ; મુવા જેવી તેહ. સાથે રાખો૦ ૫
સ્વામી તમ વિના મંદિરને માળિયાં, લાગે ભાવત મો-
ટા સમાન, વસ્તાતા વેરાન. સાથે રાખો૦ ૬
મહા વનમાં ભરી વસ્તી આપથી, જ્યારે પામીશ દરશન
દાન; કૃપાના નિધાન. સાથે રાખો૦ ૭
સાસુ સસરા ને માત પીતા સહુ, ભલે જીવો કરો રૂડાં
રાજ; મને મહારાજ. સાથે રાખો૦ ૮
સ્વામી શું કહું ભાઈ ભોજાઈને, સ્વામી શું કહું સૈયર
સમાજ; કેનું નથી કાજ. સાથે રાખો૦ ૯
સાચું સગપણ જગમાં સ્વામી તણું, બીજો સ્વારથી સ-
ઘળો સંસાર; કુટુંબ પરિવાર. સાથે રાખો૦ ૧૦
માહ લાજ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો
લુનાર; કે એક આધાર. સાથે રાખો૦ ૧૧

કાયા પ્રાણ પછી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી
છેક, રહું તજી ટેક. સાથે રાખો૦ ૧૨

જો કોઈ જળથી જુદી પડી માંછલી, રાખે દુધમાં કરી
વિવેક; જીવે પળ એક. સાથે રાખો૦ ૧૩

તમે સુખના સાગર રહો વેગળા, પછે શું કરૂં રાજને
પાટ; હવેલીના ઠાઠ. સાથે રાખો૦ ૧૪

મને હીરનાં ચીર ગમે નહીં, મને ન ગમે ઘરાણાના
ઘાટ; મટાડો ઉચાટ. સાથે રાખો૦ ૧૫

હું તો તમને દીઠે થાઉં દેખતી, અણ દીઠે તો આંધળી જાત;
જનમની એ રીત. સાથે રાખો૦ ૧૬

મેં તો સ્નેહ [illegible] સરવ લોકથી, બાંધી તમ સંગે પુરણ
પ્રીત; ચોરાયું છે ચીત. સાથ રાખો૦ ૧૭

જનમવું જીવન તમથી જુદાં પડી, હોય વીખ વીખનાં પ-
કવાન; તે વીખનાં નીશાન. સાથે રાખો૦ ૧૮

કરીએ ભોજન તમ સાથે ભાવતાં, હોય કેવળ શાક કે
પાન; તે મેવા સમાન. સાથે રાખો૦ ૧૯

સ્વામી તડકા ને તાપ વઈશાખના, તે તો જાણીશ ચંદ્ર
પ્રકાશ; રહે તમ પાસ. સાથે રાખો૦ ૨૦

મુજને મેલી જો પંથ પધારશો, આવી મળવાની ન ધર-
શી આશ; નકી પામું નાશ. સાથે રાખો૦ ૨૧

કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઈને
નીરાશ; કહે લેતી સ્વાસ. સાથે રાખો૦ ૨૨

દયા કરી દેવ દશરથતરામને, સતી સીતાને દેખી ઉદાસ;
જતાં વનવાશ. સાથે રાખ્યો૦ ૨૯

—※—

રામચંદ્રજીએ સીતાપર લખેલા કાગળની ગરબી. ૩૦
મારૂં મોસાળ મુલ્લનું એ રાગ.

સ્વસ્તી શ્રી પુરી લંકા સોહામણી;
જ્યાંહાં રાજેછે જનક કુમારી. પ્રીતમ લખે પ્યારીને. ૧
રહો અખંડ એવાતણું તમ તણું;
એવી આસીશ વાંચો અમારી. પ્રીતમ લખે૦ ૨
ગોરી દૈવના જોગે જુદાં પડ્યાં;
પણ પ્રાણ મારા તમ પાસ. પ્રીતમ લખે૦ ૩
એસુ બાગ બગીચે કે જંગલે;
રહું તમ વીના અધિક ઉદાશ. પ્રીતમ લખે૦ ૪
તારો સ્નેહ ઘડી ઘડી સાંભરે;
તારો ભાવ ભુલ્યો કેમ જાય. પ્રીતમ લખે૦ ૫
મારે અરથે તમે બાળપણ થકી;
તજ્યો સઘળો પીયર પરીવાર. પ્રીતમ લખે૦ ૬
મારાં લેશ વચન નથી લોપીયાં;
નથી કોપીયાં કદીએ લગાર. પ્રીતમ લખે૦ ૭
તારી નમ્રતા અમૃતથી ગળી;
વળી ચોળીનો શાંત સ્વભાવ. પ્રીતમ લખે૦ ૮
નથી મનની ઉદાશી તુરત મટે;

જામ ખાલનો એવો બનાવ. પ્રીતમ જએ૦ ૯
ગોરાંક ગુણ કેમ તારા વીસરે;
કેમ વીસરે વાહલપ ભરયાં વેણ. પ્રીતમ જએ૦ ૧૦
હેત હરણ વદન તારૂં વીનતા;
મારાં નીરખવાં તળસે છે નેણ. પ્રીતમ જએ૦ ૧૧
દીવસે તુજ વીના દીલમાં ગોઠે નહી;
પીવું પાણી કે જમવું અનાજ. પ્રીતમ જએ૦ ૧૨
રાતે રાઈને આંખ્યે રાતી થઈ;
લોક પુછે તો આવે છે લાજ. પ્રીતમ જએ૦ ૧૩
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી;
કાલે ભાગશે ભવના વીજોગ. પ્રીતમ જએ૦ ૧૪
નથી રીત આપણો જણપતી;
એવો અહોનિશ કરવો ઉદ્યોગ. પ્રીતમ જએ૦ ૧૫
ન ને વૃધ પાડોશીઓ ઘુમ છે;
તેને માનથી કેહેજે પ્રણામ. પ્રીતમ જએ૦ ૧૬
વીભીષણ મારા મીત્ર પવીત્ર ને;
કેહેજે જરૂરનું હોય જે કામ. પ્રીતમ જએ૦ ૧૭
જોઈતી વસ્તુ જરૂર મંગાવજો;
કદી વાતે મુઝાશો ન મન. પ્રીતમ જએ૦ ૧૮
કાલે દેખીશું દિવસ આનંદના;
જાશે વીસરી આ દુઃખ ભરયા દન. પ્રીતમ જએ૦ ૧૯
ન ને ચ્યારી તમારી સાહેલીઓ;

તેને પણ મારા કેહેજો જુહાર. પ્રીતમ લખે૦ ૨૦
સાસુ સસરાની આશીષે સુંદરી;
મળશે ભામની ને ભરથાર. પ્રીતમ લખે૦ ૨૧
વધે સ્નેહ ને સંપ સુજન થકી;
તેવી તન મન રાખજો ટેવ. પ્રીતમ લખે૦ ૨૨
અમે થોડી અવધે આવશું;
એમ દલપતરામનો દેવ. પ્રીતમ લખે૦ ૨૩

---

સીતાજીએ રામચંદ્રજીપર લખેલા કાગળની ગરબી. ૩૧

સ્વસ્ત શ્રી સંસ્થાન સોહામણું, જ્યાંહાં રાજે સંત રઘુનાથ;
કાગળ લખે કામની. ૧
લખે લંકા થકી સીતા સુંદરી;
હેતે વંદે જોડી જોડી હાથ. કાગળ લખે૦ ૨
પત્ર આવ્યો તમારો પ્રીતે ભર્યો;
વાલા વાંચી થયો વીસરામ. કાગળ લખે૦ ૩
પણ જીવન તમથી જુદા પડે;
ઘણા દિવસ થયા ઘનશ્યામ. કાગળ લખે૦ ૪
મારે મન મળવાને અકળાય છે;
ઘડી એક તે જુગ જેવી જાય. કાગળ લખે૦ ૫
મારા નેણનાં નીરથી નાથજી;
સુકી રજનીઆં સેજ ભીંજાય. કાગળ લખે૦ ૬
વેર વાલો હવે વહેલી થઈ;

નહીતો જીવડો જાશે જરૂર. કાગળ લખો૦ ૭
હેવે પાંખો આપી હોય પીંડમાં;
ઉડી આવું દેશાવર દુર. કાગળ લખો૦ ૮
વાલા નિત્ય નવી વારતા વાંચીએ;
જેથી પામીએ પુરો પ્રમોદ. કાગળ લખો૦ ૯
ચતુરાઈના ચોજ હું ચાલવું;
આવો વિદ્યાના કરીએ વિનોદ. કાગળ લખો૦ ૧૦
ગોખાકુંડી જડી રૂડી ઓપતી;
ભાવે ભરૂં મહી નીરમળાં નીર. કાગળ લખો૦ ૧૧
કુંડી બાજોઠ ચડી મારા ચોકમાં;
સ્વામી નવરાવું સોળી શરીર. કાગળ લખો૦ ૧૨
કરૂં સરસ રસોઈ રૂડી રીતથી;
પ્રીતે પીરશી બેસું હું પાસ. કાગળ લખો૦ ૧૩
એવા દિવશ તે ક્યારે દેખાડશો;
ક્યારે અંતરની પુરશો આશ. કાગળ લખો૦ ૧૪
સ્વામી તમ વિના પીયર ને સાસરૂં;
સુનો લાગે છે સઘળો સંસાર. કાગળ લખો૦ ૧૫
મારા માથાથી મુખ્ય પ્રભુ તમે;
મારા આત્માના છો આધાર. કાગળ લખો૦ ૧૬
આવે પરવના દિન સુખ સારને;
[illegible] ઉદાશી સદાય. કાગળ લખો૦ ૧૭
[illegible] ને રમકડું કામની;

આપી અમની જંપ ન થાય. કાગળ લખે૦ ૧૮
હું તો સુની સુખ સેજડી;
ખાલી મંદિર ખાવાને થાય. કાગળ લખે૦ ૧૯
ભરી વરતી ઉજડ જેવી ભાસતી;
એક તમ વિના ત્રિભુવન રાંક. કાગળ લખે૦ ૨૦
વાહાલા હું તમને કેમ વીસરું;
કેમ વીસરું દાદાનું વતન. કાગળ લખે૦ ૨૧
પત્ર વાંચીને વેહેલા પધારજો;
સ્વામી શરીરના કરજો જતન. કાગળ લખે૦ ૨૨
કોઇને દુખીયા દેખીને દુખ પામતા;
તેવી નાથ તમારી છે ટેવ. કાગળ લખે૦ ૨૩
આવે અવસર કેમ કઠણ થયા;
તમે કલપતરાગના દેવ. કાગળ લખે૦ ૨૪



## સુધરેલી સ્ત્રી વિશે ગરબી. ૩૨

"શોક સમાજસા સાધુને સેવે" એ રાગનું છે.

જેને સુધરેલી નારીરે, સદા સુખી તે સંસારી. ટે૦
નિરમળ નમણાં દિસે નિરંતર, નેહ ભરેલાં નેણ;
મનને હરે એવાં મુખથી ખરેખર, વિણીને લોએ વેણ. જે૦ ૧
સ્વામીના ચિતમાં શોક કે ચીંતા, જો જાણે લવ લેશ;
તેને હસાવીને હિંમત આપે, કાપે સઘળો કલેશ. જેને૦ ૨
પુછીને જોના ખાસ પતીની, જે મરજી ન જણાય;

સુણો શીખામણ વીવેક, એક વાતડીરે લોલ,
ફુડે મુરખપણું છેક, ખુટે છાતડીરે લોલ. ૧
ગુંથ્યા ગુણ ભરેલા ગ્રંથ, ભણો ભાવથીરે લોલ;
પામો સો સતીના પદ, તે પ્રભાવથીરે લોલ. ૨
તજો વેહેમ ભરી વાત, વેહેમીએ કહીરે લોલ;
ભુત પ્રેતને પીસાચ, સાચ છે નહીરે લોલ. ૩
દોરા ચીઠી મંત્ર જંત્ર, જુઠા જાણજોરે લોલ;
આશા ટુચકાના તંત્રમાં, ન આણજોરે લોલ. ૪
જેનાં દામ કરે કામ, દેવ દેવીયોરે લોલ;
તેને ઠામ ઠામ વાત, આમ એવીયોરે લોલ. ૫
કરી ભેખ વર્ણ કુંભ, ઠગે જોશીયોરે લોલ;
ઝાડી ઉબજ્ઞાને દંભ, ઠગે ડાશીયોરે લોલ. ૬
કેક ફુંકે ફુંકી કાન, ખતા ખાયછેરે લોલ;
તજી લાજ જોગી રાજ, પાછા જાયછેરે લોલ. ૭
વશીકરણ તણી વાતથી, લુટાયછેરે લોલ;
ભોળી ભામનીયોની જાત, તે કુટાયછેરે લોલ. ૮
ખરૂં માનીને ખચીત, ચીત ચેતજોરે લોલ;
ઘરે ગાવા હાવાં ગીત, હેયે હેતજોરે લોલ. ૯
તજી ભુંડપ ભરેલા ભર્મ, મર્મ જાણશોરે લોલ;
પાળવા પતીને ધર્મ, ઇચ્છા આણશોરે લોલ. ૧૦
ભજો રાજ પીરાજ, માહારાજનેરે લોલ;
સહી કાજ વળી આજ, પામો લાજનેરે લોલ. ૧૧

તજો તુચ્છ જેથી ટેવ, અહુમેવનારે બોલ;
શીખે દલપતરામનો દેવ, દેવતારે બોલ. ૧૨



### ક્રોધ વિશે પદની ગરબી. ૩૪

નાથ કૈસે ગજકો બંધ છોડાયો. એ રાગની.

કોઈપર ક્રોધ ન કરશો કદાપી, અતી ક્રોધ છે પુરણ પાપી;
કોઈપર ક્રોધ ન કરશો કદાપી. (ટેક.)
ક્રોધ કુબોધ અતી ઉપજાવે, સદ્ય સુબોધન કાપી;
વાહાલા માંહી વીરોધ વધારે, શોધ સમુળો ઉથાપી. કોઈ૦ ૧
કલ્પ અકલ્પ કશું નવ વીચારે, જ્યારે રીસ રહે વ્યાપી;
મુખનું વચન ફરી મુખમાં ન પેસે, છાપ પટોળે છાપી. કોઈ૦ ૨
આપની સઘળીયે વીરાણી સુમતીઓ, ક્રોધ કુમતી જેને આપી;
નહીં કરવાનાં કામ કરી નર, રોયા છે વનમાં વીલાપી. કોઈ૦ ૩
ક્રોધ કરી ફરી ફરી પસ્તાયા, જે હતા પ્રૌઢ પ્રતાપી;
દલપતરામ કહે દુનિયામાં, ખ્યાત છે વાત અમાપી. કોઈ૦ ૪



### ગીત. ૩૫

ફઈએ ઓળામાં બાળી ખીચડી, છઈયે ઘેર ઘેર
માગી દીકરી. એ રાગનું.

જ્યારે સીતાજી પરણીને ઉઠ્યાં ત્યારે પોતાની બહેનપણીને
પોતાના હરખનાં જે વાત કહી તે વીશેનું ગીત.

ઉઠ્યાં પરણીને જે સમે જાનકી;

વર્યો હઈયામાં હરખ વિહીવા થકી. ૧
મળી શાણી સાહેલી ને સુંદરી;
બોલી બોલ અતોલ ખુશી ભરી. ૨
સખિ સાંભળ કહુ એક વાતડી;
મારી આજ શીતળ થઈ છાતડી. ૩
મારો હરીવરે હાથજ ઝાલીયો;
મને અખંડ ચુડો એણે આલીયો. ૪
વર પામી સુંદર વર વીઠલો;
મેંતો કાને સુણ્યો તો તે દીઠલો. ૫
મને પળ ન ગમે હવે પીયરમાં;
મારૂં મન મોહ્યું શામ શરીરમાં. ૬
વર મળીયો મને છેલ વાંકડો;
હવે શીદને ન રાખીએ આંકડો. ૭
વર પામી હુંતો વરણાગીયો;
મેંતો ભવોભવ એ વર માગીયો. ૮
મને મન ગમતું મળયું સાસરૂ;
હવે કેમ ધડક મનમાં ધરૂ. ૯
મારી એ સંગે નેણુ સગાઈ કરી;
એને આશીશ આપું ફરી ફરી. ૧૦
ગુરૂને શીર નામું વળી વળી;
મને પરણાવી એ વરને વળી. ૧૧
હવે મન ગમતાં સુખ માનીએ;

કેમ કોઈની શરમ દીલ આણીએ. ૧૨
મારે કસર ન રહી કોઈ વાતની;
મારે માયા ટળી માત તાતની. ૧૩
મને માનીતી કરી હરી થાપશે;
હુંતો જે જે માગીશ તેતો આપશે. ૧૪
મારે નીસરી ખાણુ એ કરમની;
માત મુરખ ન જાણે એ મરમની. ૧૫
પૂન્ય પૂર્વે મેં કીધા હશે ઘણાં;
તેણે પામી ચરણ પીઉજી તણાં. ૧૬
વ્રતદાન કરે જેણે કારણે;
તેને પામી હુંતો સુતી પારણે. ૧૭
હુંતો કાશી કેદારમાં નવ ફરી;
હુંતો ઘેર બેઠાં એ વરને વરી. ૧૮
હવે સગાં સંબંધીને શું કહું;
હુંતો સુંદર વરની સાથે ફરૂં. ૧૯
મન માન્યું છે દસરથ લાલમાં;
વર લખ્યા હુધર મારા ભાળમાં. ૨૦
સુખી દુરમતિ દુરગુણી દેવને;
પરણી દલપતરામના દેવને. ૨૧



રૂસણું તોડવા વિષેની ગરબી. ૬૬

હુંતો ઇશ્વરને પુજવા નીસરીરે લોલ;

ઓખા: કંકાવટી નીસરીરે લોલ. એ રાગ.

કહું તે સખી તુ કોઈને કહીશમારે લોલ;
કાલે રહ્યાતા કંથ ગીસમારે લોલ. ૧
એકે બોલ ન આવ્યો મારા ઉચ્ચારમારે લોલ;
તે ધડાએ હું પડી વિચારમારે લોલ. ૨
શાને માટે રીસાયો જાયો સાસુનોરે લોલ;
આજ પ્રવાહ વહે આંસુનોરે લોલ. ૩
ખાન પાનને ભુલી હું ગીત ગાનનેરે લોલ;
ભુલી શરીર કેરા ભાનનેરે લોલ. ૪
દીઠે ફુલ થાય સુળતો શરીરમારે લોલ;
હેત ગયું તુટી હીર ચીરમારે લોલ. ૫
મને શુળી સમાન લાગ્યું સાસરૂંરે લોલ;
સુજે નહી જે હવે શું કરૂંરે લોલ. ૬
ગડ્યો ગોંદો આકાશે બજા ભાગ્યનોરે લોલ;
ભડકો ઉઠ્યો તે જાણું આગ્યનોરે લોલ. ૭
મેના પોપટ બોલે મુખ મીઠડારે લોલ;
દુખમાં મેં શત્રુ જેવા દીઠડારે લોલ. ૮
બાલે વાડી તો ભયંકારથીરે લોલ;
આંખોના પાટા જેવી આરશીરે લોલ. ૯
હુંતો ઉઠી જઈ બેઠી દીવા આગળેરે લોલ;
કાંઈક પડી નજર ત્યાંહાં કાગળેરે લોલ. ૧૦
કિધો શોધતો ઓખાધનું ચોપાનિયુંરે લોલ;

જાચવા તે મારૂ મન માનિયુંરે લોલ. ૧૧
ગરબી રૂસણું તોડવાની રૂડા રાગમાંરે લોલ;
ભાળી રૂપાળી છેલ્લા ભાગમાંરે લોલ. ૧૨
લઇને ગાવા લાગી હું જીભે જે ઘડીરે લોલ;
ત્યાંહાંથી ઉઠીને આવ્યા તે ઘડીરે લોલ. ૧૩
હેત આણી વખાણી વાણી બોલીયારે લોલ;
દીલમાં હરખીને ઘણું ડોલીયારે લોલ. ૧૪
ભાગ્યું ઘનરે ઘડીને ઘન રાતડીરે લોલ;
છુટ્યો કળેશ ઠરી છાતડીરે લોલ. ૧૫
ભલે આવ્યો આકાશ ચડી ચંદ તુંરે લોલ;
આપે છે આજતો આનંદ તુંરે લોલ. ૧૬
એમ ઓખાથી બોધ ઉપજ્યોરે લોલ;
બાઇરે કવિ તારૂં ભલું થજોરે લોલ. ૧૭
ગરબી સાંભળીને રાખશે જે રૂસણુંરે લોલ;
પાપ તેના માથે પૃથ્વી તણુંરે લોલ. ૧૮
એમાં બુદ્ધિ વિશેષવાળું જે હશેરે લોલ;
તુર્ત તે અબોલા તજી બોલશેરે લોલ. ૧૯
વીતી વાર તે લગાર નાવે વાળીનેરે લોલ;
સંપે વસો સદા સંભાળીનેરે લોલ. ૨૦
નથી વસવું મળીને વર્ષ સો બસેરે લોલ;
પંખીના માળાની પેઠે તે થશેરે લોલ. ૨૧
નહીં ક્યારે ક્લેશ લેશ કીજીએરે લોલ;

પ્યારથી પ્રેમ રસ પીજીએરે લોલ.
માહારાજા ધીરાજ તેથી રીઝશેરે લોલ;
નહીંતો ખરેખરા તે ખીજશેરે લોલ. ૨૦
કહે રાજા રૂડા દલપતરામનારે લોલ;
કોટી પ્રકારે કોણ કામનારે લોલ. ૨૪



## ઊદેપુરના રાણાનો કેફ વીશેનો ગરબો. ૩૭

થાય છે કેફ કીધાથી દુઃખ, કહુ તે કેટલુંરે લોલ;
સઘળું જાય સમુળું સુખ, જગતમાં જેટલુંરે લોલ. ૧
મરવું મોત વિનાનું થાય કે, કેફ કીધા થકીરે લોલ;
બાઈરે જગમાં લજાયા જાય, તમે જાણો નકીરે લોલ. ૨
વળી એક કહુ છું તેની વાત, સુણી ચીત્તઆરજોરે લોલ;
હેત ધરીને તે દીન રાત, હૈયામાં ધારજોરે લોલ. ૩
જેથી દુખ થયું એક વાર; તો દુર સમજુ થશેરે લોલ;
ગયો દીન દીન ખાય માર કે, તોય પણ ત્યાંહાં જશેરે લોલ. ૪
છે એક મોટું ઉદેપુર ગામ કે, મારૂ દેશમાંરે લોલ;
રાણો રાજ કરે તે ઠામ કે, બાળે વેશમાંરે લોલ. ૫
કેફ કીધાનો નીત્ય સ્વભાવ, કુંવરજીને ઘણોરે લોલ;
નારી પાંચ તણો એ નાવ, રૂડો રળીયામણોરે લોલ. ૬
એક દીન કેફ કીધી ભુપાળ, મળીને મંડળીરે લોલ;
ચડતે રંગ મોહોલને માળ, પડ્યો ધરણી ઢળીરે લોલ. ૭
તેના પડતે છુટ્યા પ્રાણ, ઘણી ભારી થઈરે લોલ;

ત્યારે થયું પુરજનને જાણ, કે ધીરજ નવ રહીરે લોલ. ૮
વરત્યો પુરમાં આહાકાર, રૂવે નર નારીયોરે લોલ;
કેફને બહુ કીધી ધીક્કાર, જેણે નર મારીયોરે લોલ. ૯
જગમાં બહુ ખપનો નર જેહ, વીના મોતે મુઓરે લોલ;
કેફ કીધાના છે ફળ એહ, વીચારીને જુઓરે લોલ. ૧૦
રાણા ગુણ રતના તુલ, જેણે મરવા સમેરે લોલ;
કીધું કેફ અમારે કુળ, કદી ન કરો તમેરે લોલ. ૧૧
એ અવસરથી તે દીન આજ, ઉદેપુર ગાદીએરે લોલ;
મદીરા કેફ તજે મહારાજ, કદી પણ નવ પીએરે લોલ. ૧૨
જગમાં જે નર ચતુર સુજાણ, સુણી વીચારશેરે લોલ;
અક્કલ હીણા પુરૂષ અજાણ, સુણી વીસારશેરે લોલ. ૧૩
જે જનછે લજ્યા જોનાર, કે કેફ કરે સહીરે લોલ;
તે જણનારીને ફીટકાર, પથર જાયો નહીરે લોલ. ૧૪
કપડાં ધોવા આવત કામ, ભલા ઉપકારમાંરે લોલ;
કાળું કીધું જીવત હરામ, કશો નહી સારમાંરે લોલ. ૧૫
એવો કોણ અભાગી હોય કે, મુખ કાળું કરેરે લોલ;
છોડી ઘી સાકર રસ કોઈ, અમલ મુખમાં ધરેરે લોલ. ૧૬
એ છે હલકા જનનું કામ, જેને લજ્યા નહીરે લોલ;
ઊંચો વરણ ન લેવે નામ, મદીરાનું કહીરે લોલ. ૧૭
ફીટરે નર કરનારા કેફ કે, નફટ તું થયોરે લોલ;
જગમાં તુથી સારા ખોલ કે, તાણે ગાડીયોરે લોલ; ૧૮
કેફ કીધાની સાથે રોગ, સચેત શરીરમાંરે લોલ;